( નવ રાત્રીમાં ગાવા સારૂ. )

# અંબાજીના ગરબાની ચોપડી.


બનાવનાર તથા છપાવનાર,

**ચુનીલાલ રણછોડલાલ પંડ્યા.**

સંસ્થાન લુણાવાડા, ઈલાકા રેવાકાંઠા નિવાસી—વિસ નગરા નાગર બ્રાહ્મણ ઈડરસાથવાળા.



**આવૃત્તિ ૧ લી.**

પ્રતી ૧,૦૦૦




॥ દોહરો. ॥

॥ નવ રાત્રિના નવ દિન, ગરબા જે જન ગાય. ॥

॥ મન વાંચ્છિત ફલ આપીને, મ્હેર કરે મમ માય. ॥


મુંબઈ,

" વર્તમાન તત્વદર્શક પ્રિન્ટિંગ પ્રેસમાં "

**કાલિદાસ મોતિરામ દ્વિવેદી**

**વાંકાનેરવાલાએ છાપ્યું.**

સંવત ૧૯૫૦, સને ૧૮૯૪.

**કિંમત ચાર આના.**

## श्री अंबिकायैनमः



### વિનંતી.

સર્વે ભક્ત જનો અને આ ગરબીના ગાનાર સ્ત્રી, અને પુરૂષો સહિતને વિનંતી સાથે સુચના કરૂં છું કે આ અંબાજી માતાની ગરબી, ગરબા, છંદ, થાળ, વિગરેમાં કોઈ જગાએ તાળ તુટે અગર હસ્તદોષ થયો હશે તો હું ગરીબ સેવકને માફ આપશો, કારણ જે મેં કાંઈ પિંગળના આધારે રચ્યું નથી, પણ માજી અંબાના ગુણ આ નવરાત્રિમાં ગવાય, એવો અવસર જોઈને જલદીથી બાહાર પાડી છે. માટે સર્વે ભક્તજન સ્વીકારીને આ અંબાજીના ગરબા આજથી ગાવા સરૂ કરશો એવી આશા રાખું છું તો આપ સરવેને માતાજી શુભ આશીર્વાદ આપશેજ.

લી. ચું. ર. પંડયા.

પ૮પ૩



## અંબાની સ્તુતિ.

( રાગ ધન્યાશ્રી. )

દરસન દયો મોરી માત, દેવી મુને દરસન દયો મોરી માત—(ટેક)
ચળ, અચળમાં સઘળે વ્યાપીક,
રચના તારી છે માત. દેવી મુને૦ ॥ ૧ ॥
તુજ કૃપાથી પ્રાણી સર્વ તે,
રેહે સુખી દિનરાત. દેવી મુને૦ ॥ ૨ ॥
ભાવ કરી સૌ ભજે તુજને,
છો તમે ત્રિભોવન માત. દેવી મુને૦ ॥ ૩ ॥
કેહે ચુનીલાલ દાસ તમને,
સુખ આપો જગ માત. દેવી મુને૦ ॥ ૪ ॥

## ગણપતિનો ગરબો.

ધન ધન ગવરિ પુત્ર ગણેશકે, ધ્યાન તારૂં ધરૂં રે લોલ.
લેવું ગણપત-પ્રથમ નામકે, સેવા સારી કરૂંરે લોલ. ॥ ૧ ॥
તેત્રીશ કોટિ સર્વે દેવ કે, નમતા તુજનેરે લોલ.
છો વિઘ્નવિનાશક સુરકે, મેહેર કરો મુજનેરે લોલ ॥ ૨ ॥

ગાવા ગરબો રાખુ આશકે, અંબાજી તણોરે લોલ.
રાખુ ગર્વ ગણેરો મનકે, ગુણ ગાવા ગણારે લોલ. ॥ ૩ ॥
તારૂં વક્રતુંડ છે નામકે, સુદ્ધિ બુદ્ધિ શોભતિરે લોલ.
જેના રૂપ તણો નહીં પારકે, વિજળિ ચોભતિરે લોલ. ॥ ૪ ॥
છો તમે સર્વ દેવના દેવકે, નિત્ય નિત્ય ભજુ તુનેરે લોલ.
કાપો કષ્ટ મારાં તમે નાથકે, સુખ સજો મુનેરે લોલ. ॥ ૫ ॥
કર જોડી કેહે ચુનીલાલ દાસકે, ગુણ ગણપત તણારે લોલ.
ગાજો સર્વે ધરીને ધ્યાનકે, સુખી થાસો ઘણારે લોલ. ॥ ૬ ॥

---

( રાગ ધનાશ્રી. )

સહાય કરો દિનાનાથ, અમોને સહાય કરો દિનાથ. ( ટેક )
સેવક તારે દ્વારે આવિને, સ્તુતિ કરે જોડી હાથ. અમોને૦॥ ૧ ॥
તુજ કૃપાથી કામ આરંભુ, પૂર્ણ કરો સહુ કાજ. અમોને૦ ॥ ૨ ॥
આશા હમારિ પૂર્ણ કરજો, હે જગજિવનનાથ. અમોને૦॥ ૩ ॥
કર જોડી હું અર્જ કરૂં છું, સહાય થાવો જગનાથ. અમો૦॥ ૪ ॥
વંદન વારંમવાર તમારૂં, કરૂં હું શ્રીદ્વારિકા નાથ. અમોને૦॥ ૫ ॥
ચું. ૨. પંડયા.

---

( દોહરા. )

સમરૂ સરસ્વતિ માતને પુજુ બેઊ કર જોડ,
અંબાના જશ ગાઊ છું પુરો મનના કોડ.
વિનવું વારંમવાર હુ ગણપત લાગુ પાય,
કરૂણા કરો મુજ ઉપરે છંદ ચાલતો થાય.
સર્વે દેવને હું નમુ ધરૂ નિરંતર ધ્યાન,
વાણી નીર્મલ આપજો કરૂ અંબાનું આખ્યાન.
વિઠલ વિનંતિ સુણજ્યો હે શ્રી જીવનનાથ,
દયા દ્રષ્ટિથી નિજભક્ત શિર ધરજોહે તે હાથ.
સકળ બ્રાહ્મણના નાયક રાજ રાજે રણછોડ,
ભાવ ધરી ભુધર તુને નમુ નમુ કર જોડ.

---

( છંદ ભુજંગી. )

નમુ નમ્રતાથી તુને માત અંબે
જાણી દિન તારો કરો હાથ લંબે ॥
પૂરો કામના મનની મ્હેર આણી ।
પધાર્યાં દયાળુ મુનેરંક જાણી ॥ ૧ ॥
ધરી આસ તારી સ્તુતિ હું કરછું ।
સદા ધ્યાન તારૂં માજી હું ધરંછું ॥
તુને શાસ્ત્ર પૂરાણુ વેદે વખાણી ।
મધાર્યાં દયાળુ મુને રંક જાણી ॥ ૨ ॥
રૂડો માસ આસો શોભે દિન આજે ।
કીધા મંડપો શોભિતા તુજકાજે ॥
દેવી આધ્ય શક્તિ આરાશુર રાણી ।
પધાર્યાં દયાળુ મુને રંક જાણી ॥ ૩ ॥
ધર્યું ખડ્ગ ત્રિશૂળ આયુધ હાથે ।
બાળી બૌચરી કાળીકા સર્વ સાથે ॥
દીધાં દર્શન તેં પુરેપ્રેમ આણી ।
પધાર્યાં દયાળુ મુને રંક જાણી ॥ ૪ ॥
ધર્યો માંડ માથે બાજુબંધ હાથે ।
બાલેઆડ કીધી ત્રિભુવન માતે ॥
કિધી સિંહસ્વારી તમે સ્નેહ આણી ।
પધાર્યાં દયાળુ મુને રંક જાણી ॥ ૫ ॥
કંઠે હાર મુક્તા તણોતો ધર્યોછે ।
એવો મસ્તકે તેં શોભિતો પૂર્યોછે ॥
વળી આડ વાંકી કપાળેજતાણી ।
પધાર્યાં દયાળુ મુને રંક જાણી ॥ ૬ ॥
દીપે દેહ તારી આ સુર્જ સરીખી ।
નમીને, નમીને નમીને મેં નીરખી ॥
તમોછો બાળુ બ્રહ્માણી રૂદ્રાણી ॥
પધાર્યાં દયાળુ મુનેરંક જાણી ॥ ૭ ॥

જુવો તેજ જેનુ પ્રકાશે અતિશે ॥
વસો માત અંબે આરાશુરવિશે ॥
ભલો ભાવ આણી પધાર્યા બ્રહ્માણી ॥
પધાર્યા દયાળુ મુને રંક જાણી ॥ ૮ ॥
બાળી બીચરા માત સુવાળ વાળી ॥
દયાળી છે દેવિ ભલી ભદ્રકાળી ॥
કીધો મેરીનોમર્દ તેંભાવ આણી ॥
પધાર્યાં દયાળુ મુને રંક જાણી ॥ ૯ ॥
સીસૃષ્ટિને સહાયકારી તમેછો ॥
વિપત્તિ પડે સાક્ષ તેવે સમેછો ॥
જાણી ભક્ત પોતા તણો મન આણી ॥
પધાર્યા દયાળુ મુને રંક જાણી ॥ ૧૦ ॥
તારા પ્રેમથી માત સર્વે થવાનું ॥
તારા પ્રેમથી બળ જગમાં હવાનું ॥
તારા પ્રેમથી માત વર્ષે જ પાણી ॥
પધાર્યાં દયાળુ મુને રંક જાણી ॥ ૧૧ ॥
તુને નાગરીનાત નિત્યે નમછે ॥
ગુણો ગાઈ તારા તુને રીઝવેછે ॥
પુરો કામના મા તમો પ્રેમ આણી ॥
પધાર્યા દયાળુ મુને રંક જાણી ॥ ૧૨ ॥
સદા સ્નેહથી સેવુ તુને ભવાની ॥
તુને તુળજા હું નમામી નમામી ॥
જુગે જુગ કિર્તી મા તારી જવાણી ॥
પધાર્યાં દયાળુ મુને રંક જાણી ॥ ૧૩ ॥
કડાં સાંકળાં વીંટીઓ વેડ છાજે ।
પાએ ઘુગરી નાદ નેપુર વાજે ॥
રાખ્યું હાથથી માંઓ ત્રિશૂળ તાણી ।
પધાર્યાં દયાળુ મુને રંક જાણી ॥ ૧૪ ॥

કરૂ સેવા તારી મા પ્રેમે કરીને ।
વધાવુ તુને થાળ મોતિ ભરીને ॥
દેજો માત આશિષ મધુરી વાણી ।
પધાર્યાં દયાળુ મુને રંક જાણી ॥ ૧૫ ॥
દેવી અસ્ટભુજા તમેતો ધર્યાછે ।
ઘણા દૈત્યરેશી કામોતો કર્યાછે ॥
વખાણું તુને માત શિશુલપાણી ।
પધાર્યાં દયાળુ મુને રંક જાણી ॥ ૧૬ ॥
મહાલક્ષ્મી માતા તુને હું ભજુછું ।
કરૂં સેવા તારી તુને હું નમુ છું ॥
તુતો માત કલ્યાણકારી જણાણી ।
પધાર્યાં દયાળુ મુને રંક જાણી ॥ ૧૭ ॥
નમુ નિત્ય તુને મા પ્રેમ કરીને ।
ગાઊ ગુણ તારા મા હેત ધરીને ॥
રાખુ ઉરભક્તી તારી અંબેરાણી ।
પધાર્યાં દયાળુ મુને રંક જાણી ॥ ૧૮ ॥
નથી કોની આશા મુને શિવશક્તિ ।
ધરી તુજ આશા કરૂ તુજ ભકિત ॥
સદા સામુજુવો તમે બાલ જાણી ।
પધાર્યાં દયાળુ મુને રંક જાણી ॥ ૧૯ ॥
તમો શિવશક્તિ સદા ચિત્ત લાવો ॥
નિજબાલ જાણી સદા સાહ્ય થાયો ॥
તમો માત મુને આપો શુભ વાણી ॥
પધાર્યા દયાળુ મુજો રંક જાણી ॥ ૨૦ ॥
ભવો ભવ તારી કૃપા માજી થાએ ॥
ચુનીલાલ તારા સદા છંદ ગાએ ॥
તમો આધ્યશક્તિ આરાશુર રાણી ॥
પધાર્યા દયાળુ મુને રંક જાણી ॥ ૨૧ ॥

શ્રી અંબે માતકી—જે.

( હું તો કહીરે આંખણુનો ચોરરે, શામળીયા, વાહાલા, રહો વેગળારે, એ રાગ. )

**આવતાર.**

સખિ અદિતે અંબા માતનેરે ॥
કરીએ સ્મરણ તેનું દિનરાતનેરે ॥
તારા દરસણુની મને આશ ॥
અંબામા આજ ભલે પધારિયાંરે ॥ ૧ ॥
સખી શોભે ટીલડી શોભતિરે ॥
નિર્મલ નાકે નથની ઓપતિરે ॥
શોભે સોનાનો ચુડલો હાથ ॥
અંબામા આજભલે પધારિયાંરે ॥ ૨ ॥
સખી મંગળે મનમાં હરખીનેરે ॥
સોમાજી ને લ્યો નિરખીનેરે ॥
જેના તેજ તણો નહીં પાર ॥
અંબામા આજ ભલે પધારિયાંરે ॥ ૩ ॥
સખી બુધિબાળી બીચરિરે ॥
માયે ત્રિશળ લીધું હાથે ધરીરે ॥
સ્વારી સિંહની શોભે સાર ॥
અંબામા આજ ભલે પધારિયાંરે ॥ ૪ ॥
સખી ગુરૂએ ગુણ ગાઇએરે ॥
મેહેર કીધી આરાશુર માઇએરે ॥
કરી દરસન સુખીયાં થૈએ ॥
અંબામા આજ ભલે પધારિયાંરે ॥ ૫ ॥
સખી સુકરે સુકહુ બ્હેનીરે ॥
શોભા સુંવરણવુંકુ તેહનીરે ॥
માજી પુરજ્યો મારો અભિલાખ ॥
અંબામા આજ ભલે પધારીયાંરે ॥ ૬ ॥
સખી શનિવારે શિળ વંતાંરે ॥
સૌપ્રજાને છોસુખ વંતાંરે ॥

તમે જગત જનુની માત ॥
અંબામા આજ ભલે પધારિયાંરે ॥ ૭ ॥
સખી સાતે વારપુરા કીધારે ॥
માજીએ આવી દરસણ દીધાંરે ॥
સીજનનાં કામસૌ સિદ્ધયાં ॥
અંબામા આજભલે પધારીયાંરે ॥ ૮ ॥
ઓગણી પચાસની સાલરે ॥
કહે સેવક સુની બાલરે ॥
માજી પધાર્યા આણિ વ્હાલ ॥
અંબામા આજ ભલે પધારિયાંરે ॥ ૯ ॥

---

## ગેરબો.

દુરાંકથણો દુઃખી આરોરે, ભવાનીઅંબે મા ॥ ૧ ॥
નથી તુજવિના કાંઈ આરોરે, ભવાનીઅંબે મા ॥ ૨ ॥
સેવકને કરો સુખીઆરોરે, ભવાનીઅંબે મા ॥ ૩ ॥
મા તારી સોના સરીખી કાયરે, ભવાનીઅંબે મા ॥ ૪ ॥
મા તું ચૌદલોકની માયરે, ભવાનીઅંબે મા ॥ ૫ ॥
મા તું આરાશુરની રાણીરે, ભવાનીઅંબે મા ॥ ૬ ॥
વેદ પુરાણે વખાણિરે, ભવાનીઅંબે મા ॥ ૭ ॥
મા તારી શોભા સુંન્દીર છાજેરે, ભવાનીઅંબે મા ॥ ૮ ॥
આપ્યાં મુને દરસન આજેરે, ભવાનીઅંબે મા ॥ ૯ ॥
મા તારૂં રૂપ ઘણું રઢિયાળુરે, ભવાનીઅંબે મા ॥ ૧૦ ॥
દેવીદિસો છો દયાળુરે, ભવાનીઅંબે મા ॥ ૧૧ ॥
આધ્યશક્તી અંબે માતરે, ભવાનીઅંબે મા ॥ ૧૨ ॥
ગુણગાયછે નાગરી નાતરે, ભવાનીઅંબેમા ॥ ૧૩ ॥
માએ ધર્યો સુન્દર સણગારરે, ભવાનીઅંબે મા ॥ ૧૪ ॥
માએ શુગરીના ગણુ કારરે, ભવાનીઅંબે મા ॥ ૧૫ ॥
માએ ઘણા અસુર સંહાર્યારે, ભવાનીઅંબે મા ॥ ૧૬ ॥
દૈત્ય સરવને તમે માર્યારે, ભવાનીઅંબે મા ॥ ૧૭ ॥
ત્રણ ભુવનની છો માતરે, ભવાનીઅંબે મા ॥ ૧૮ ॥

અખીલ વિશ્વમાં વિખ્યાતરે, ભવાનીઅંબે મા ॥ ૧૯ ॥
ચુનીલાલ ચિતમાં ચાયરે, ભવાનીઅંબે મા ॥ ૨૦ ॥
છંદ આરાસુરીના ગાયરે, ભવાનીઅંબે મા ॥ ૨૧ ॥

---

( વારોજસો દામાવડી કુંવરને વારોજશોદામાવડી એ રાગ. )

## ગરબી.

મંદિર પધાર્યા માવડી આજમારે મંદિર પધાર્યા માવડી.

કરૂણા કરી મુજ મંદિર પધાર્યાં ॥
માજી રત્નજડીત પેહેરી પાવડી ॥
આજ મારે મંદિર પધાર્યાં માવડી ॥ ૧ ॥
સિંહ વાહન માજી આપણિ રાજ્યાં ॥
ખડગ હાથે ધરિ આવડી ।
આજમારે મંદિર પધાર્યાં માવડી ॥ ૨ ॥
સણગાર સુન્દીરમા તારા દિસેછે ।
ભાલે શોભેછે તારા ટીલડી ॥
આજમારે મંદિર પધાર્યાં માવડી ॥ ૩ ॥
ચર્ણું સેવે ચુનીલાલ તમારાં ।
દરસણ દેજ્યો મા સુખાવડી ॥
આજમારે મંદિર પધાર્યાં ॥ ૪ ॥

---

## ગરબી ૨.—રાગ સદર.

નિરખ્યાં નવ રાત્રિમાં તુજને ।
માજીમેંતો નિરખ્યાં નવ રાત્રિમાં તુજને ॥
આશો સુદીએકમ દિન આજે ।
દર્શણ દિધાં આપી મુજને ॥
માજી મેં તો નિરખ્યાં નવ રાત્રિમાં તુજને ॥ ૧ ॥
વેદમાં વિખ્યાત માજી નવ ખંડે જાણી ।
નિરખ્યાંમે જોઈ અષ્ટભુજને ॥
માજી મેં તો નિરખ્યાં નવ રાત્રિમાં તુજને ॥ ૨ ॥
સાચો સ્નેહ ધરી આપે પધાર્યાં ।
જાણી મારા બીરદ—નીઃમુજને ॥
માજી મેં તેરા નીરખ્યાં નવ રાત્રિમાં તુજને ॥ ૩ ॥

શિવબ્રહ્મા તારૂં ધ્યાન ધરેછે ।
વેદે વખાણિમા તુજને ॥
માજી મેં તો નિરખ્યાં નવ રાત્રિમાં તુજને ॥ ૪ ॥
નવ રાત્રિમાં નિત્ય નિત્ય તારૂં ।
ચુનીલાલ કરે માજી પુજને ॥
માજી મેં તો નીરખ્યાં નવ રાત્રિમાં તુજને ॥ ૫ ॥

---

## ત્રોટકછંદ.

જન જાપ જપો જુગતંબ તણા
જેના કામવિશે નહીં કાંઈ મણા
રાચ્યાં બ્રહ્માંડ નદિ વિશાળ ઘણા
વહે નિર્મળ જળસરિત તણાં
વળી વનવિશે વસે વાઘબહુ
કીધાં પક્ષિ આદિ જળચર સહુ
ગગને ગ્રહ શોભિત દિસે ઘણા
સઉ ચરિત્ર જૂવો પ્રભુજ તણાં
રચ્યું આકાશ જેણે પાતાળ વળી
જેની કામના કોથી ન જાય કળી
એવા બ્રહ્માંડ વ્યાપક દેવસહુ
કરે ધ્યાન અંબાજીનુ નિત્ય બહુ
ભજો ભાવધરી સહી મનવિશે
ચર અચરમાં અંબા વાસ વસે
સતી શીરોમણીછો ભવાની તમો
નમો નારાયણીને નમોજ નમો
ગાઉ ત્રોટકછંદ પ્રણામકરી
જન સાંભલસે જેઓ મન ધરી
ઘણા સ્નેહથકી ચુનીલાલ કહે
શુભ આશિરવાદ અંબાનો લહે

---

( ગરબો )

**સાખતાર.**

મેહેર કરો મહંમાય અંબે અમ ઘેર આવો
દિલમાં ધરોને દયાય અંબે અમ ઘેર આવો
કરો સેવકની સહાય અંબે અમ ઘેર આવો

॥ સાખી ॥ ૧.

આદિતે આરાસુરી વિનવું વારંવાર ।
સ્તુતિ કરૂં કર જોડીને તમોનોધારાના આધાર ॥
અંબે અમ ઘેર આવો ॥
કરો સેવકની સહાય અંબે અમ ઘેર૦ ॥
દીલમાં કરો દયાય અંબે અમ ઘેર૦ ॥

॥ સાખી ॥ ૨.

શોભે સન્મુખ આવીને નમુ તુને હું માત ।
દરસન દેજો માવડી તમો અખિલ વિશ્વની માત ॥
અંબે અમ ઘેર આવો ॥
કરો સેવકની સહાય અંબે અમ ઘેર આવો ॥
દિલમાં ધરોને દયાય અંબે અમ ઘેર૦ ॥
મેહેર કરોને મયાય અંબે અમ ઘેર આવો ॥

॥ સાખી ॥ ૩.

મંગલે મનમાહરે રાખુ મોટી આશ ।
માજી મંદિર પધારજ્યો તમો જાણી પોતાનો દાસ ॥
અંબે અમ ઘેર આવો ॥
કરો સેવકની સહાય અંબે અમ ઘેર૦ ॥
દિલમાં ધરોને દયાય અંબે અમ ઘેર૦ ॥
મેહેર કરોને મયાય અંબે અમ ઘેર૦ ॥

॥ સાખી ॥ ૪.

બુધે બાળી બીચરી સુવાળની રખવાળ
જાણી સેવક તાહરો માજી કર જો મારી સંભાળ
અંબે અમ ઘેર આવો—
કરો સેવકની સહાય અંબે અમ—

દીલમાં ધરોને દયાય અંબે અમ-
મેહેર કરોને મયાય અંબે અમ-

॥ સાખી ॥ ૫.

ગુરૂએ ગુણવંતી તમો મહાલક્ષ્મિજી માત
નમી નમીને વિનવુ ગુણગાઈતુને દીનરાત
અંબે અમઘર આવો
કરો સેવકની સહાય અંબે અમ-
દિલમાં ધરોને દયાય અંબે અમ-
મેહેર કરોને મયાય અંબે અમ-

॥ સાખી ॥ ૬.

સુક્રવારે સતીતમો કરજો કરૂણા માત
અવિચલ વાણી આપજો તમે છો વિશ્વે વિખ્યાત
અંબે અમ ઘેર આવો
કરોને સેવકની સાહાય અંબે અમ ઘેર-
દિલમા ધરોને દયાય અંબે અમ ઘેર-
મેહેરકરો મયાય અંબે અમ ઘેર-

॥ સાખી ॥ ૭.

શનિએ સરણાંગત તુને માજી કરજો મેહેર
આશા પુરી માં અંબિકા તમો કરજોને લિલાલેહેર
અંબે અમર ઘેર આાવો
કરો સેવકની સહાય અંબે અમ ઘેર આવો
દિલમાં ધરોને દયાય અંબે અમ ઘેર આવો
મેહેર કરોને મયાય અંબે અમ ઘેર આવો

॥ સાખી ॥ ૮.

સાતવાર માજીતણા જેજન મુખથી ગાય
કેહે ચુનીલાલ ભાવથી તેની સહાય કરે મંહમાય
અંબે અમ ઘેર આવો
કરો સેવકની સહાય અંબે અમ ઘેર આવો
દિલમાં ધરોને દયાય અંબે અમ ઘેર આવો
મેહેર કરોને મયાય અંબે અમ ઘેર આવો

---

## રાગ કાફી.

ધરૂં ધ્યાન તારૂંરે આરાસુરની રાણી
ભક્ત નીવારેરે ચઢોમા બિરદ જાણી (ટેક)
તુ છે દેવી તુંછે કાળી તુ ચઊદ લોકની માત
અખિલ વિશ્વને આશરો તહારો
કરો કૃપા અંબે માત—વાહન વાઘ
ચડીરે પધારો મા પ્રેમ આણી ધરૂં ધ્યાન૦ ॥ ૧ ॥
ચુંડમુંડને તેં હાથે હણ્યા મધુકૈટભની સાથ
દેવે દુદુંભી નાદ વગાડયો-હરખ્યો સકળ સૌસાથ-
માત ત્રિભુવનનીરે૦
ધન્ય ધન્ય મહારાણી, ધરૂં ધ્યાન૦ ॥ ૨ ॥
ચઊદ લોકમાં નામ તહારૂં તુ શિવશક્તિ રૂપ
અકળ ગતિ તારી અંબા ભવાની તુ મહામાયા સ્વરૂપ
નામ તારૂં લેતારે૦
ભવસિંધુ સેહેજે તરે, ધરૂં ધ્યાન૦ ॥ ૩ ॥
સિંહસ્વારિ આપે કરીને પધાર્યા મુજ ઘેર
વાહાલ ધરિ વિશ્વેશ્વરી કીધીછે મોટી મેહેર-
જાણી નીજ સેવકરે૦
મુને કૃતાર્થ કરો ધરૂં ધ્યાન૦ ॥ ૪ ॥
કરૂં સેવા તારી ભવાની આણી મનમાં હેત
સુવા ચંદન પુષ્પ ચડાવુ અબિલ કંકુ સમેત
આરતી પ્રેમે કરીનેરે૦
કરૂં મા ભાવ ધરી, ધરૂં ધ્યાન૦ ॥ ૫ ॥
નવરાત્રિમાં પુજન તારૂં નિત્ય નિત્ય નવલુ થાય
સૌજન મલી પ્રેમે કરિને ગરબા તાહરા ગાય
રટે નામ તહારૂંરે૦
અંબે અંબે મુખે કહે, ધરૂં ધ્યાન૦ ॥ ૬ ॥
કર જોડી કહે સેવક તુજને નમી નમી વારંવાર
મેહેર કરો મારાપર દેવી નોં ધારાંના આધાર
અરજ ઊર ધરજ્યોરે૦
ચુનીલાલ બાળતણી, ધરૂં ધ્યાન૦ ॥ ૭ ॥

---

## ॥ વસંતતિલકા. ॥

છે દિનરૂડો અતિ ઉત્તમ માસ આજે
પ્રેમે કરીને ત્રિપુરી પધાર્યાં અમ કાજે
તું તો ભવાની જગની જનેતા કહાવું
કાપી કસ્ટ જગમાં સહુને તું હસાવું
તું દેવિ દયાળી ત્રિપુરારી આધ્યશક્તિ
ભાવેકરભાવે કરી જો કરે તુજ ભક્તી
તેવા જનને કદિ નહિં મા તું વિસારે
નિજ ભક્ત જાણી ભવસિંધુથી ઉગારે
જગમા ગવાય મહિમા જેનો અતિશે
આકાશ પાતાળ અને નવખંડવિશે
માતા ભવાની તુજને કરૂં હું પ્રણામ
તારા દરસન થકી પામુહું વિરામ
છો જગતશક્તી ભલી ભદ્રકાળી તુંને
તારી કૃપા થકી સુખ થાસે મા સહુને
તું છે દયાળી ભવસિંધુથી તારનારી
તું છે કૃપાળી જગતણી સાહ્યકારી

સુ. રં. પંડ્યા.

---

## આરતી અંબાજીની.

જે જયુગત અંબે માજે જુગત અંબે આધ્ય ભવાની માતા
તું છે જગત અંબે, જયો જયો મા જુગત અંબે ( ટેક )
સકલ વિશ્વ વ્યાપક તું મહંમાયા દેવી
માતુંમમાયા દેવી, બ્રહ્મા વિષ્ણુ શંકર તુજને
બહુ સેવી, જયો જયો મા જુગતંબે ॥ ૧ ॥
અંબા બૈચર બાળી કાળીકા માતા મા
કાળીકા માતા, ચુંન્ડ મુંન્ડ ને હણીયા
વેદે વિખ્યાતાં, જયો જયો મા ॥ ૨ ॥
સ્વર્ગે મૃત્યુ પાતાળ નવ ખંડે જાણી મા

નવ ખંડે જાણી વસો આરાશુર માંહે
દેવી બ્રહ્માંણી, જયો જયો મા ॥ ૩ ॥
આજ કરી કૃપા પધાર્યાં અમ ઘેર માજી
પધાર્યાં અમ ઘેર માજી
વારે વારે વિનવું, તુને અંબાજી, જયો જયો મા ॥ ૪ ॥
શિવશક્તિનું રૂપ અંતરમાં નીરખ્યું મા
અંતરમાં નિરખ્યું, હેત ધરી હૈયામાં
પ્રેમ કરી પરખ્યું, જયો જયો ॥ ૫ ॥
આ આધ્યશક્તિની આરતી જે કોઈ ગાસે
મા જે ભાવે ગાસે પરીવાર પનો તો
સુખીઆતે થાશે, જયો જયો ॥ ૬ ॥
આધ્ય શક્તી અખંડ અંબાને જાણો મા
અંબાને જાણો કહે ચુનીલાલ જનસહુ સુખે
અંબા ઉર આણો જયો જયો મા ॥ ૭ ॥

---

( ગાવું ગુણ પ્રેમે શીવત્રિપુરારી ) એ રાગ.

## ગરબી.

ગાવું ગુણ આરાશુરીના દહાડી,
તમો સુખની દેનાર માડી. ગાવું ગુ૦ ( ટેક )
ભાવ ધરિને ભજુ ભવાની નિર્ખું નીત્ય કર જોડી,
આશા રાખી હું આજ તમારી, આવ્યો છું શરણે
દોડી. ગાવું ગુણ૦ ॥ ૧ ॥
સિહાસનપર માજી બિરાજો ગુણગંભીર તમો છો,
સેવકની સહાય કરવા માજી તત્પર તેલે
સમે છે. ગાવું ગુણ૦ ॥ ૨ ॥
બ્રહ્મા વિષ્ણુ શિવ સનકાદિક સેવે તુજને દહાડી,
નારદ સરખા રૂષિ તુજને રીજવે વિણા
વગાડી. ગાવું ગુણ૦ ॥ ૩ ॥
આરાસુરમાં આપ વસોને ભક્તના કામ કરો છો,
ગરિબ નિવાજની વિનંતી સુણી દુઃખ તેહેનાં તો
હરો છો. ગાવું ગુણ૦ ॥ ૪ ॥

સેવા કરે તેની સહાય કરીને આપોછો સુખનો ઠામ,
વંદે ચુનીલાલ ચરણ તમારાં કરજો મા પુરણ
કામ. ગાવું ગુણ૦ ॥ ૫ ॥

( રાગ ધનાશ્રી. )

સહાય કરો અંબે માત, માજી મારી સહાય કરો અંબે મા ( ટેક )
તુજ પ્રતાપે છંદ રચાવું, ગાઊ ગુણ જોડી
હાથ. માજી મુને૦ ॥ ૧ ॥
નિત્ય નિત્ય પ્રત્યે નમુ તુજને, તું છે ત્રીભુવન
માત. માજી મુને૦ ॥ ૨ ॥
કર જોડી હું સ્તુતિ કરૂં છું, તું છે જગત
વિખ્યાત. માજી મુને૦॥ ૩ ॥
ડુંગરપર માજી આપ બિરાજો, છો આરાસુર
માત. માજી મુને૦ ॥ ૪ ॥
જગત જનની વિશ્વવ્યાપક, ભિડ ભંજન છો
માત. માજી મુને૦ ॥ ૫ ॥
કેહે ચુનીલાલ કર જોડીને, પાયે પડું જોડી
હાથ. માજી મુને સહાય ॥ ૬ ॥

## ચોપાઈ.

( ઓખા કેહેછે શુણ્યા—સાહેલી ) એ રાગ.

નમુ નરાયણિને પાય, જેના ગુણતે બ્રહ્મા ગાય.
વેદશ્રુતિ નમે છે નિત્ય, ધરેધ્યાન જેનું આદિત્ય ॥ ૧ ॥
મા આરાસુરમાં બિરાજો, કરોસહાય તમે સદાજો.
મા તેંઓઢી ચુંદડી ચીર, મોંડ માથે શોભે સુંન્દીર ॥ ૨ ॥
કડાં કંકણ કાંબી સાર, કંઠે મુક્તાફળના હાર.
લલાટે આડ માએ કીધી, ફરશી હાથમાં ધરી લીધી ॥ ૩ ॥
કીધી સિંહની સ્વારિ માતે, શોના બંગડી શોભે હાથે.
વખાણું ઉપમા શું જેની, શોભે રચના એવી તેની ॥ ૪ ॥
માયે દૈત્ય ઘણા સંહાર્યા, દેવ સરવને ઊગાર્યા.
માએ નારીનો નર કીધો, તેજમાલને હક દિધો ॥ ૫ ॥

એવી ઓચર છો ચુંવાળી, કાળી કૃપાળી છો દયાળી.
ધન્ય ધન્ય છે તુને માતા, તમે છો સૌની સુખ દાતા ॥ ૬ ॥
દિનછે નવરાત્રિ કેરા, ગાવું ગરબા ફરી ફેરા.
જન સૌ ફુંદડિ ફરતા, ધ્યાન અંબાજીનું ધરતા ॥ ૭ ॥
નવ દિન પુજન થાએ, ઘૃત હવનમાં હોમાએ.
થાય માતા સારૂં નૈવેદ, બ્રાહ્મણ ભણે મુખે વેદ ॥ ૮ ॥
માજી અંબા ઘણાં હરખાએ, ચુનીલાલ ચોપાઈ ગાયે.
સુદ એકમ રવિવાર, માસ આશો શોભેછે સાર ॥ ૯ ॥

---

## પદ રાગ-ગરબી.

( જીવડલા આજકેકાલ જાવુ એ રાગ )

ભજોરે જન ભાવધરી અંબેમાતા,
જેનાજશ વેદપુરાણે ગવાતા. ભજો० (ટેક)
જેનેભજે ભવના બંધન તુટે
જગતની જાળના ફંદથી છુટે
આપે સુખમાજી તેને અખુટે. ભજો० ૧
માટે મન ચેતીલેતુપ્રાંણી
જગતનીછે જુઠી બાજી જાણી
તેથીભજ ભાવથકી બ્રમાણી ભજો० ૨
મારૂંમારૂંકરી જેજગમાં ફરેછે
ચાડી ચુગલીકરીજે પેટભરેછે
એવા જનને અંબા અલગો કરેછે ભજો० ૩
જન્મલીધો જગમાંતે શામાટે
ભજન કરવા માજીનુ શીરસાટે
તેતો ભુલી રખડેછે આડીવાટે ભજો० ૪
અંતે તારા કામે કો નહીઆવે
પડ્યાં દુઃખતારાં કોન સમાવે
અંબા વિના આખરતુ પસ્તાવે ભજો० ૫
કેહુ ચુનીલાલ વાતવિચારો
માજી ભજ્યાવિના નથી તુજ આરો
અંબામાને દિલથી નહી વિસારો ભજો० ૬

મનહરછંદ.

જનમપામીને જેણેગાઈ નવઅંબામુખે
કહો કેમ કરી સુખ પામસે સંસારમા
માટે જન ચેતો ચિત માજીને આરાધોનિત્ય
કદિનહી મનથી તું માજીને વિસારમાં
જેને ભજે મુનિદેવ ઇંદ્રિસહુ કરે સેવ
રાતદિનરાખે માજી અંબા ઉરહારમાં
એમ જાણીભજો ભાઈ અંબા ઘણી સુખદાઈ
ચુનીલાલ રહે સદા એહેવા વિચારમાં

---

ગરબો

તમો ભજોને અંબેમાત આરાસુરરાણી
દેવિજગમાંછો વિખ્યાત આરાસુરરાણી
( એ રાગની ટેક. )

આરાસુરમાં આપ બિરાજો, પાવાગઢ મહાકાળિરે
દક્ષિણમાં દેવિ તુળજાભવાની, સુવાળ ઓચર બાળી
આરાસુરરાણી. ૧
ચૌદલોકની તુંછે માતા, જગત તણી સુખદાતારે
સેવક જનસૌ ભાવધરીને, હરખે ગરબા ગાતા આરા૦ ૨
શુંભશુંભ દહિતને માર્યા, હથિયાર લીધું હાથરે
દેવસહુનાં દુઃખજ ટાળ્યાં, ધનધન અંબેમાત આરા૦ ૩
તુંઆદ્ય ભવાની અંબેરાણી, ત્રિપુરા સુંદરિ માતારે
બ્રહ્માવિષ્ણું શિવસનકાદિક, ગુણતારા સૌગાતા આરા૦ ૪
નવરાત્રિમાં પુજન તારૂં, કરતા સૌનર નારરે
ચુવા ચંદન ચરચે તુજને, ધાલે પુષ્પના હાર આરા૦ ૫
ઘેરઘેર ગરબા ગાતાગોતે, ધરતા તારૂં ધ્યાનરે
મહેરકરજો માજી તમો, ગાઉંછું તુજ આખ્યાન આરા૦ ૬
દેવી દયાળી છોકૃપાળી, આરાસુરમાં વાસરે
સિંહ વાહને આપ બિરાજો, રાખો ત્રિશળપાસ આરા૦ ૭
મહીમા તારો દશ દિશામાં, આકાશ પાતાળ વિશેરે
જ્યાંજોઉં ત્યાંમાત ભવાની, તુજવિણકાંઈ નવદિસે આરા૦ ૮

નીત્ય નિત્યહુ નમુતુજને, લાગુતમને પાયરે
આદ્યભવાની અંબેમાતા કરજે તું મુજ સહાય આરા૦ ૯
આરાસુરિનો ગરબોસૌજન ગાજો આણિ વ્હાલરે
કરજોડીને કહે ચુનિલાલ હું છું તારો બાલ આરા૦ ૧૦

---

ગરબી.

( કામણ્ણા દીસેછે અલબેલા તારી આંખમાંરે )
દિઠાં દિઠાં દયાળુ દિલભાવતાંરે ( ૨ ) ટેક.
સિંહસ્વારી માએ કીધી, ખડગમાએ હાથે લીધી,
સોના ચુડલો માજી હાથ, સોભાવતાંરે, દિઠાં ૧
નાકે નિર્મળ પેહેરી વાળી, દિસે છેમા બહુરૂપાળી,
સુંદીર આડકરીમા ભાલ, સોહાવતાંરે, દિઠાંદિઠાં ૨
કંઠે મોતિ હાર બિરાજે, જરીકોર કસુંબે છાજે,
પેહેરાં ચીરચોળી, પાયે ગુંઘુર વાજતાંરે, દિઠાંદિઠાં ૩
વારેવારે પરોવ્યાં મોતિ, વાંકી દ્રષ્ટિ કરી તુ જોતી,
પાવડીયો પેહેરિને માત, પધારતાંરે, દિઠાંદિઠાં ૪
આરાશુરિ આપદયાળુ, દિસોછો તમે માયાળુ
કહેચુનીલાલ કરૂણા, માજી લાવતાંરે, દિઠાંદિઠાં ૫

---

બીજુંપદ. ૨

દિધાં દિધાં દરસણ માએ મુજનેરે ( ૨ ) ટેક.
જર કસી સાડી સોભે માને, કર્ણફુલ ઘાલ્યુંછે કાને,
નમીનમા કરૂંછુ સ્તુતિ, દયાળુ દેવી તુજનેરે, દિધાંદિધાં ૧
સરણે રાખો માતા મુને, બ્રહ્મા શંકર તુને માને,
વ્હાલધરિને વિષ્ણુંતારૂ, કરતા માજી પુજનેરે, દિધાં ૨
આરાસુરમાં આપ બિરાજે, સિહવાહન ચઢીનેગાજે,
પ્રેમધરી પધાર્યા આજ, આપ્યુ દર્શણ મુજનેરે, દિધાં ૩
કરજોડી કહુંછુંદયાળી, સાહાયથજો આરાશુરવાળી,
કહે ચુનીલાલ સરણે હુરહું, માજી તુજનેરે, દિધાં૦ ૪

---

ગરબી.

( જીવડલા આજકે કાલજાવું ) એરાગ.

જીવડલાજરૂર વિચારીને જોજે
આવ્યો અવસર હાથથી તુંનવખોજે
જીવડલા જરૂર વિચારીજે ટેક.
મલ્યો તુને મનુષ્યદેહ અવતાર
કમાઈ કરી બાંધ્યાં તેં ઘરબાર
માનજે માજિ અંબા તણો ઉપકાર જીવડલા જ૦ ૧
વળી ગાડી ઘોડા અતિશોભાજે
કીધા બાગબગિચા તુંજકાજે
એતોસૌ આપ્યુ આરાશુરરાજે જીવડલા જ૦ ૨
ઘણાં ઘણાં ધન તેં ભેગાંકીધાં
સંસારમાં સુખ બહુતેં લીધાં
તેતો તુંને ત્રિશૂળ ધારીએદીધાં જીવડલા જ૦ ૩
માટે ભજમન થકી અંબેમાતા
જેના ગુણવેદ પુરાણે ગવાતા
દરસણ થકી સૌજન સુખીથાતાં જીવડલા જ૦ ૪
અંબે અંબે જપોને જનવાણી
જેને ઘણી વ્યાસમુનિએવખાણી
ભજી લેજમાજીને ઉરઆણી જીવડલા જ૦ ૫
જેને ભજે ભવનાં બંધન જાય
તેને તો મન વાંછીત ફળથાય
કેહે ચુનીલાલ આપે અંબાય જીવડતા જ૦ ૬

---

( ગરબો )

નમુતુને નારાયણિ હો ચાચરી અંબાજી લાગુપાય
ગુણતમારા ગાઉછું હો ચાચરી થાજો પુજને સહાય ॥ ૧ ॥
સંવત ૧૯૫૦ ની હો ચાચરી વિક્રમતણીશાલ,
મેહેરકરીછે માજીએ હો ચાચરી પધાર્યા આણીવ્હાલ ॥ ૨ ॥
સુદએકમ રવિવારછે હો ચાચરી શોભિતો છેદન
દર્શબુદિધાં દેવિએ હો ચાચરી સુખીથયાં સોજન ॥ ૩ ॥

માજીનાં લેઉવારણાં હો ચૌચરી નમીને લાગુપાય
કરૂં સેવા સ્નેહઆણિ હો ચૌચરી ગરબા સૌજનગાય ॥ ૪ ॥
સણગાર વાહનશોભતાં હો ચૌચરી થયાંસિંહપરસ્વાર
નિરખી નિરખી માતને હો ચૌચરી થયો હરખઅપાર ॥ ૫ ॥
આરાસુરીમા આવિયાં હો ચૌચરી નવરાત્રીકે રોદન,
દરસણ કીધાં માતનાં હો ચૌચરી ચુનીલાલ હરખી મન

---

## ( આસ બાર. )

કારતકમાસે કરૂણા કરજો કાળિરે માઅંબાજી
માદિસોછો દયાળુ પાવા વાળિરે માઅંબાજી ॥ ૧ ॥
માગસરમાસે માજી કરજ્યો મેહેરરે માઅંબાજી
તુજપ્રતાપે સૌપારણાં ઝુલાવે ઘેર ઘેરરે માઅંબાજી ॥ ૨ ॥
પોસમાસે પુરિકરજ્યો આશરે માઅંબાજી
મનવાંછિત ફળમાગુછું તારિપાસરે માઅંબાજી ॥ ૩ ॥
માહામાસે મન કરો માજીવિચારરે માઅંબાજી
નિજસેવકને તમેકરો અંગિકારરે માઅંબાજી ॥ ૪ ॥
ફાગણમાસે ફરીફરીને કહુંછુરે માઅંબાજી
અંબાઅંબા નામરૂદેમાં લહુછુરે માઅંબાજી ॥ ૫ ॥
ચૈત્રમાસે ચિન્તતમોને ચહાયરે માઅંબાજી
માના દરસણ દેખી સુજને સુખબહુથાયરે મા૦ ॥ ૬ ॥
વૈશાખમાસે વિશ્વતણીતું માતરે માઅંબાજી
તુંને નમેછેસૌ સાથ મળી દિનરાતરે માઅંબાજી ॥ ૭ ॥
જેઠ માસે જરૂર રાખજ્યો પાસરે મા અંબાજી,
સૌજનને અંબા તારી મોટી આશરે મા અંબાજી ॥ ૮ ॥
અશાડ માસે આશા પુરી માતરે મા અંબાજી,
મામનડાકેરી પુરજ્યો માજી આશરે મા અંબાજી ॥ ૯ ॥
શ્રાવણ માસે સૃષ્ટિમાં વિખ્યાતરે મા અંબાજી,
નવ ખંડે માજી આપછો પ્રખ્યાતરે મા અંબાજી ॥ ૧૦ ॥
ભાદરવા માસે ભવાની તારા દ્વારરે મા અંબાજી,
સંગલાવીનાગર કરતા થૈ થૈકારરે મા અંબાજી ॥ ૧૧ ॥

આશોમાસે અંબા ભવાની માતરે મા અંબાજી,
નવ દિવસ રહેછો સૌને મંદિર રાતરે મા અંબાજી, ॥૧૨॥
નવ દિવસની નવ રાત્રિ કેહેવાયરે મા અંબાજી,
ઘેરઘેર નવલા ગરબા તારા ગવાયરે મા અંબાજી ॥ ૧૩ ॥
સખી પુજન કરીને માને ચરણે નમેછેરે અંબાજી,
તેમાજીને ઉર ઘણું ગમેછેરે મા અંબાજી ॥ ૧૪ ॥
આ અંબાજીનો ગરબો જે કોઈ ગાયરે મા અંબાજી,
આ પુત્ર પરિવારપનો તોતે જન થાયરે મા અંબાજી ॥ ૧૫
કર જોડીને વીનવે વારંમવારરે મા અંબાજી,
આ ચુનીલાલ સેવકને તહારો આધારરે મા અંબાજી ॥૧૬

## ॥ થાળ માતાની ॥

અંબામા આવોરે, જમવા માતાજી.
સામગ્રી સુંદરરે, કરી છે બહુ તાજી
પકવાન બનાવ્યાંરે, માજી તમ કાજે.
પધારો જમવારે, મલપંતાં આજે ॥ ૧ ॥
થાળ પીરસીનેરે, બાજઠ બેસારૂં.
આચમન કરવારે, આપુ જળ સારૂં.
ખિરખાંડ પુરિ કીધારે, રોટલી ઝાઝી છે.
શિરો છે સુંદીરરે, જમનાંના માજી છે ॥ ૨ ॥
રાયતુને કઢીરે, ભાત દાળ કીધાં છે.
અથાણું ચટણીરે, વાટી દીધાં છે.
શાક છે સુંદીરરે, ગુવાર ફળિ છે.
બહુ ઘી નાંખીરે, તાજી તળિ છે ॥ ૩ ॥
દુધપાક બન્યો છેરે, માજી બહુ સારો.
જોઈએ તો પીરસુરે, ભરીને આ ગરારો.
પ્રેમ કરીનેરે, પીરસુ છું માતા.
મારા સમ છેરે, રમેને સરમાતા. ॥ ૪ ॥
વારેવારે લેજ્યો, માગી મન ગમતું.
જે કોઈએ તે લેજ્યોરે, તીખું તમતમતું.

ગણું કરીનેરે, કહુંછું તમને.
કિધી સામગ્રીરે, આવડી જે અમને ॥ ૫ ॥
હેત કરીનેરે, જમીયાં છે માજી.
હાથ પખાળુરે, તમારા અંબાજી.
ગંગા જળ આરોગોરે, મા પ્રેમ કરી.
લવિંગ પાન બિડીરે, માએ મુખ ધરી ॥ ૬ ॥
માજીએ મેહેર કીધીરે, મુજપર હેત કરી.
નમુ માતાનેરે, હું પ્રેમ ધરી.
મોતિએ વધાવુરે, તમને માતાજી.
હિંડોળે હિંચાવુંરે, માતા અંબાજી ॥ ૭ ॥
પ્રેમે પધારોરે, બિરાજો મા હિંડોળે.
સેવક જન સરવેરે, માને વા ઢોળે.
કર્યું દરસન સરવેરે, માનું હેત ધરિ.
આશિર્વાદ આપ્યોરે, માએ પ્રેમ કરી ॥ ૮ ॥
થાળ માજીનોરે જે ભાવે ગાસે
ચુનીલાલ કેહેછેરે અંબા સહાયથશે ॥ ૯ ॥

---

( લાવણી. )

( ચલો૦ઇએ દરસણકરવાને ડાકોરમાંઠાકોર બીરાજે૦ એરાગ )

આરાસુરમાં મા અંબેબિરાજે ચુંવાળમાં બેચરબાળી
દક્ષિણમા દેવિ તુળજાભવાની પાવાગઢમાં મહાકાળી ॥ ૧ ॥
રૂપગણુંરઢિઆળુ તાહારૂં તુજને માજીછું વ્હાલો
સરણાગતનીલાજ રાખો દરસણમા મુજને૦ આલો ॥ ૨ ॥
ત્રિશુળધારિ તમેછો માતા જગતમાં છોવિખ્યાતાં
નરનારીસૌ ધ્યાનધરેતુજ આવેમનમાં હરખાતાં ॥ ૩ ॥
સિંહસ્વારી કરીનેબેઠાં તુમપરજાઉ મા બલિહારી
પ્રાંણિસરવેને આશતારી તમેછો માતા દુઃખહારી ॥ ૪ ॥
રૂપગુણનો પારનપામે અકળગતિ તારી દેવી
તેત્રિશકોડ દેવમળીને આદ્યશક્તિ તુજને સેવી ॥ ૫ ॥
ઇંદ્ર, ચંદ્ર, બ્રહ્મા, શંકર તારૂં ધ્યાન ધરે
વિષ્ણુ વિનવે તુજને માતા હર-નિશતારૂં ધ્યાનકરે ॥ ૬ ॥

શિવશક્તિએ એકસ્વરૂપછો જુગજુગમાં સૌએ જાણ્યું
ચુનીલાલ કરજોડી કહેછે વેદ શ્રુતિયે વખાણ્યું ॥ ૭ ॥

## ગરબો.

ચાલોચાચરમાંજઇરહીએરે, ભવાની અંબેમા ( ટેક )
સુખદુ:ખની વાતો કહીએરે ભવાની અંબેમા
અંબાઆરાસુરની માતરે, ભવાની૦
માએ ગરબો લીધો હાથરે, ભવાની૦ ॥ ૧ ॥
જોઈ હરખેછે સૌસાથરે ભવાની૦
માજી તાલી લેછે હાથરે ભવાની૦ ॥ ૨ ॥
કાળી ચાચર માતા બાળીરે ભવાની૦
શોભે તુળજા દક્ષિણ વાળીરે ભવાની૦ ॥ ૩ ॥
રમે સૌસહીયરો સાથરે ભવાની૦
જોવા આવ્યા ઉમીયાનાથરે ભવાની૦ ॥ ૪ ॥
નવરાત્રી કેરાદંનરે ભવાની૦
માજી હરખો ઘણું મનરે ભવાની૦ ॥ ૫ ॥
હવન હોમ ઘણા થાયરે ભવાની૦
ચીરચુંદડી પેહેરી ગાયરે ભવાની૦ ॥ ૬ ॥
ભણે બ્રહ્માત્યાં તો વેદરે ભવાની૦
ધરાવે માતાને નૈવેદરે ભવાની૦ ॥ ૭ ॥
માની શોભા સુંદર છાજેરે ભવાની૦
માજી સિંહવાહને બિરાજેરે ભવાની૦ ॥ ૮ ॥
માએ પેહેરયાં સુંદીર સાળુરે ભવાની૦
માજી બ્રાહ્મણ જમતા લાડુરે ભવાની૦ ॥ ૯ ॥
માએ પેહેરયાં ચોળી ચીરરે ભવાની૦
માજી બ્રાહ્મણ જમસે ખીરરે ભવાની૦ ॥ ૧૦ ॥
માજી સેવકને ઉરવસીયાંરે ભવાની૦
માજી ગોખે બેસી હસીયાંરે ભવાની૦ ॥ ૧૧ ॥
સરવે ધ્યાન તારૂ ધરતારે ભવાની૦
જયજય જયજય તારો કરતારે ભવાની૦ ॥ ૧૨ ॥
તમને લાગે સૌજણ પાયરે ભવાની૦
આવી ચાચરમાં ગરબો ગાયરે ભવાની૦ ॥ ૧૩ ॥

અંબા આરાશુરની રાણીરે ભવાની૦
તુને ચઉદ લોકે જાણીરે ભવાની૦ ॥ ૧૪ ॥
સેવક જનની કરજ્જે સહાયરે ભવાની૦
ચુનીલાલ નમે તુજ પાયરે ભવાની૦ ॥ ૧૫ ॥

---

(ધન અંબે મા વસીયાં ડુંગરમાંઝારે જાયગા જોઈને)—એ રાગ.
ધન અંબે મા આરાસુરના માત આદ્ય ભવાની ટેક.

ગરબો.

તમો નારાયણિ માતા કહાવો, ભક્ત જનને માજી દર્શ લ્હાવો.
મા સેવકને મંદિર આવોરે, ધન અંબે મા વસીયાં૦ ॥ ૧ ॥
તમે અંબે માતા છો બાળી, વસો પાવાગઢમાં મહાકાળી.
દેવી દિલમાં દિસો છો દયાળીરે, ધન અંબે મા૦ ॥ ૨ ॥
છો ત્રિભુવનમાં માત ધણિ, કૃપાદૃષ્ટિ છે ઘણી આપ તણિ.
માજી છો દેવિ સૌ શિરમણિરે, ધન અંબે મા૦ ॥ ૩ ॥
તમો સિંહઉપર માજી સ્વારિ કરો, દુઃખીયાના દુઃખ તમે સંહેંજેહરો
મા શરણે આવ્યાને કૃપાજ કરોરે. ધન અંબે મા૦ ॥ ૪ ॥
આવ્યા નવ રાત્રિના દિન આજે, રચ્યો મંડપ માજીના કાજે.
સિંહ સ્વારી કરી માજી બિરાજીરે, ધન અંબે મા૦ ॥ ૫ ॥
કરે સૌ નરનારી પુજન તારૂં, લાગે માજીને ત્રણું હિતકારૂં.
કરે હોમ હવન સ્મરણ તારૂંરે, ધન અંબે મા૦ ॥ ૬ ॥
ગાય ગરબા માજીના રમતાં, તાળિ પાડી સૌ નિચાં નમતાં.
માજી હૈડે ઘણું હરખાતાંરે, ધન અંબે મા૦ ॥ ૭ ॥
માનુ રૂપ ઘણું શોભા આપે, સહિ સેવકથૈ તુજ જાપ જપે.
તેજ સુર્યથી અધિકુંજ તપેરે, ધન અંબે મા૦ ॥ ૮ ॥
નવ દિન નવ રાત્રિજ તણા, જવારા વાવે અતિજ ઘણા.
ભણે બ્રાહ્મણ મંત્ર વેદ ઘણારે, ધન અંબે મા૦ ॥ ૯ ॥
સૌ સેવક માજીને પ્યારા, મનથી કદિ નહી કરે ન્યારા.
વસો ઉર અંબા માજી મારાંરે, ધન અંબે મા૦ ॥ ૧૦ ॥
માનો ગરબો ભાવ ધરી ગાશે, મનવાંછિત સુખ તેને થશે.
તેને અંબાજી પ્રસન્ન થાસેરે, ધન અંબે મા૦ ॥ ૧૧ ॥

માજી અરજ મારી ઊરે ધરજો, ચુનીલાલ કેહે કૃપા કરજો.
દુઃખ દળિદ્ર સૌ મારાં હરજ્યોરે, ધન અંબે મા૦ ॥ ૧૨ ॥
વસુ કુણાવાડામાં વાસ કરી, વિસનગરા નાગર જાત ખરી.
હાલ મુંબઈમાં રહી સ્તુતિજ કરીરે, ધન અંબે મા૦ ॥ ૧૩ ॥

---

## ગરબો.

( અલબેલીરે અંબે માત જોવાને જઈએ—એ રાગ. )

ભજ્યો ભજ્યો ભવાનિ માત આરાશુર રાણી.
દેવિ જગમાં છો વિખ્યાત આરાશુર રાણી. ( ટેક )

નવ ખંડે તુ વ્યાપિ માતા, અકળા ગતિ છે તાહારીરે.
મેહેર કરી મંદમાવાદેવિ, સુણજ્યો વિનંતિ મ્હારી. આરાશુરરાણી૧
ચુંડ મુંડનો નાશ કીધો, લીધુ ત્રિશુળ હાથરે.
જય જયના પોકાર કરતા, દેવ મળિ સૌ સાથ. આરાશુ૦ ૨
ઘણા દૈત્યનો ઘાણજ વાળ્યો, રાખ્યો રણમાં રંગરે.
ચોસઠ જોગણી સાથેલિધી, ત્રિશુળ ખપર અભંગ આ૦ ॥ ૩ ॥
રણમાં ખપર ચલાવ્યું માતા, ક્રિધીદ્રષ્ટી વિકરાળરે
સૈન્ય સહિતસૌ દૈત્યો માર્યા, આણ્યો તેહનો કાળ આ૦ ॥ ૪ ॥
દેવિ દયાળુ છો તમે માતા, ગુણ-સહુજન ગાતારે
દૈત્યને મારી દેવ છોડાવ્યા, જસ અમ રસૌ ગાતા આ૦ ॥ ૫ ॥
આદ્ય ભવાની અંબે રાણી, નવખંડની માતરે
આરાસુરમાં આપ બિરાજો, તમેછો જગત વિખ્યાત આ૦ ॥ ૬ ॥
આનંદકારી દુઃખહરનારી, સુખ કરનારી માતરે
નવરાત્રિમાં પુજન તારૂ, કરતા સૌ દિન રાત આ૦ ॥ ૭ ॥
નવપ્રકારે નવેદ બનાવી, થાળ અંબાની કીધીરે
પ્રેમકરીને આરોગ્યા માજી, આશીશ રૂડી લીધી આ૦ ॥ ૮ ॥
અંબા માનો ગરબો જે કોઈ, ગાસે નરને નારરે
સંસારે સુખી તે થાસે, વધસે પુત્ર પરિવાર આ૦ ॥ ૯ ॥
કર જોડીને કેહે સેવક, ચુનીલાલ તારો દાસરે
મેહેર કરીને માજી મારા, ઉરમાં કરજો વાસ આ૦ ॥ ૧૦ ॥

---

## ગરબો અથવા સાત વાર.

( જુગ દેવીજશ ગાઊં હું માહાકાળીરે )—એ રાગ.

સોમે હું સનમુખ રહી માહાકાળિરે,
નમી નમીને લાગુ પાય પાવા વાળીરે ॥ ૧ ॥
મંગળે મુજ ઉપરે માહાકાળીરે,
કહું કૃપા કરજો માત પાવા વાળીરે ॥ ૨ ॥
બુધે બાળિ બૈચરિ માહાકાળિરે,
છો સુવાળ વારી માત પાવા વાળિરે ॥ ૩ ॥
ગુરૂએ ગુણવંતિ તમો માહાકાળીરે,
કરૂ સ્તુતિ તારી અપાર પાવા વાળીરે ॥ ૪
શુક્રે સુંદરી તમો માહાકાળીરે,
શિર ઉપર ધરજો હાથ પાવા વાળીરે ॥ ૫ ॥
શનિએ શરણે રહું માહા કાળીરે,
તમે મેહેર કરોને મયાય પાવા વાળીરે ॥ ૬ ॥
રવીએ રજની દીન વીશે માહાકાળીરે,
કરજો મુજ હ્રદયમાં વાશ પાવા વાળીરે ॥ ૭ ॥
મા તમો આરાશુરમાં વસો માહાકાળીરે,
સેવકની કરો છો સહાય પાવા વાળીરે ॥ ૮ ॥
ભાવ કરીને ગરબો ગાયછે માહાકાળીરે,
ચુનીલાલ છે તારો દાસ પાવા વાળીરે ॥ ૯ ॥

## ઠુમરિ.

( નારાયણી નવ રાત્રી ખેલે મા આરાશુરની રાણીરે )—એ રાગ.

નવ રાત્રીમાં પુજન તારૂં ભાવ કરીને કરતારે,
પુષ્પ ધુપ નૈવેદ કરીને માજીનું ધ્યાન ધરતારે. નારાયણી નવ૦॥૧॥
અવની ઉપર આપ વસો છો સરવેની સુખદાતારે,
બ્રહ્માવિષ્ણુ શિવ સનકાદિક વેદ ગુણ તુજ ગાતારે. નારા૦ ॥ ૨ ॥
રત્નેજડિત્ર માએ પેહેર્યો સોના ચુડલો હાથરે,
આંગિ ચૌચરી તુળજા સૌએ મોડ ધર્યો છે માથેરે. નારા૦ ॥ ૩ ॥

સિંહાસનપર આપ બિરાજો ટીલડી રૂડી ટપકેરે,
આડ તણી તો શોભા જોઈ મુજમન બહુ પલકેરે. નારા૦ ॥ ૪ ॥
અખીલ વિશ્વની આપજનેતા કહુ છુ તમોને માતરે,
દયા લાવી દિલમાં માજી હેતે હાજ્યો હાથછ. નારાયણી૦ ॥ ૫ ॥
કર જોડી કહે દાસ તમારો દયાળુ દિલમાં ભાવોરે,
સરણાંગતની લાજ રાખજો જેમતેમ કરીને નિભાવોરે. ના૦ ॥૬॥
કહે ચુનીલાલ કરજો કરૂણા આણી મનમાં બ્હાલરે,
સરણાંગત છું તમારો માતાહું છું તમારો બાળરે. નારાય૦॥ ૭ ॥

---

## ॥ માહાદેવ ભુલેશ્વરનો ગરબો. ॥

ધન ધન સદાશિવ રાય, ભુલેશ્વર ભોળા.
શિવ લાગુ તમારે પાય, ભુલેશ્વર ભોળા. ( ટેક )
ભુતળમાંથી આપ પધાર્યા, ધર્યું ભુલેશ્વર નામરે.
મુંબૈ શેહેરમાં આપે વશિયા, જોઈ રૂડો ઠામ. ભુલેશ્વરભો૦ ॥ ૧ ॥
બાહારકોટમાં આપ વસો છો, મોટા છો માહાદેવરે.
ભાવ ધરી નર નારી સર્વે, કરતા તારી સેવ. ભુલેશ્વરભો૦ ॥ ૨ ॥
અંગે તો વિભુતિ શોભે, ઉમીયાજી સાથેરે.
ગણપત સરખા બાળ બિરાજે, જટા ધરિછે માથે ભુલે૦ ॥ ૩ ॥
કંઠે તો રૂંઢમાળા છાજે, સર્પ વીંટયાછે કાળારે.
સુંદરગંગા શિર બીરાજે, કરમધ્યેછે માળા. ભુલે૦ ॥ ૪ ॥
ઘંટ નોબત નગારા વાગે, શોભાનૌતમ થાયરે.
ભોળાનાથના દરસન કરવા, નરનારી સૌ જાય. ભુલે૦ ॥ ૫ ॥
બિલિપત્ર ફુલ જલના લોટા, ચડાવે શિવને સારરે.
બ્રાહ્મણ વેદ ભણતા સર્વે, નૃત્ય કરતા અપારરે. ભુલે૦ ॥ ૬ ॥
દેવલ ઉપર ઊંચુ શિખર, ધજા રૂડી ફરકેરે.
આ ભુલેશ્વરનું દરસન કરવા, આવે સૌ ઉમરકે. ભુલે૦ ॥ ૭ ॥
વાલકેસ્વરને બાબુલનાથ, માણકેસ્વર માહાદેવરે.
અટકેસ્વરને અરજ કરૂછું, સહાય કરો તતખેવ. ભુલે૦ ॥ ૮ ॥
આ ભુલેસ્વરછે મોટા મહાદેવ, બાહારકોટ મધ્યે જાણરે.
વિશ્વેસ્વર વાહન કિધુ, નંદિપર પલાણ. ભુલે૦ ॥ ૯ ॥

નરનારી સૌ પ્રેમ કરીને, કરતા શિવ દરસનરે.
સહાય થજો શંભુજી તમે, સ્તુતિ કરતા સૌજન. ભુલે૦ ॥ ૧૦ ॥
આ ભુલેશ્વરનો ગરબો, જે કોઈ ગાસે આણિ વ્હાલરે.
કરજોડી કેહેછે ચુનીલાલ, શંકર કરશે ન્યહાલ. ભુલે૦ ॥ ૧૧ ॥

---

## ગરબો ( સણુગારનો )

( માતું પાવાની પટરાણીકે, કાળી કાળકારે લોલ એરાગ. )

મા તમો આધ્યભવાની માતકે, આરાસુર વસોરે લોલ–
બિરાજો સિંહાસનપર આપકે, હેતે બેઠાં હસોરે લોલ૦ ॥ ૧ ॥
કિધો કિધો કુંમ કુંમ ચાંદલો ભાલકે. તિલડી શોભતિરે–
સુંદીર સેંથો પુર્યો સારકે, આડ અતિ ઓપતિરે લોલ૦ ॥ ૨ ॥
નાકે શોભે નથનિસારકે, રત્ન જડાવીયાંરે લોલ–
ચુડલો કંગણ પેહેર્યાં હાથકે, સોને મઢાવિયાંરે લોલ–૩
પહેર્યા સુંદીર ચોળી ચિરકે, સાડી જરકશિરે લોલ–
નિરખું વારમ વારઅપારકે, રહેજ્યો મનવશીરે લોલ–૪
વાજ્યાં અંબોડો અદભૂતકે, ગજરા ઘાલીયારે લોલ–
હાથે ખડગ ધરયુંછે માતકે, ખપર ઝાલીયારે લોલ–૫
આંજ્યું આંખે કાજળ સારકે, શોભાશુંકહુંરે લોલ–
દેખી માતાજીનું રૂપકે જનહરખે સહુરે લોલ–૬
દાંતે સોના રેખોશોભેકે, હિરાજડીતનીરે લોલ–
કર્ણફુલકાને શોભે સારકે, પુજપવિત્રનીરે લોલ–૭
ધરયો કંઠે એકાવળ હારકે, સાંકળી શોભતિરે લોલ–
જોઈ માતાજીનું મુખકે વિજળી થોભતિરે લોલ–૮
હાથે બાંધ્યા બાજુબંધકે, ઝુમણાં અતિ ઘણાંરે લોલ–
ગજરા ઘાલ્યાંછે સુંદિરકે, ગજમોતિ તણારે લોલ–૯
અંબા આરાસુરની માતકે, સતી શિરોમણીરે લોલ–
તમેછો ચઉદ ભોવનની માતકે, શોભા અજબ બણીરે લોલ–૧૦
પાએ પેહેરયાં કડલાં સારકે, ઘુઘરીગમકે ઘણીરે લોલ–
સાંકળાં સોભેછે સુંદીરકે, વિછુંવા સોનાતણારે લોલ–૧૧
વાગે ઘુઘરનો ગમકારકે, શોભા શી કહુંરે લોલ–
નિરખે નમી નમીને પાયકે, જનસવે સહુરે લોલ–૧૨

દેવિ આધ્યભવાની માતકે, બાળિ બેચરીરે લોલ-
કિધુ સિંહતણું વાહનકે, શાણાં સુંદરીરે લોલ-૧૩
પુંજુ પ્રેમકરીને પાયકે, ધ્યાન રૂદે ધરૂંરે લોલ-
રૂડા નવરાત્રીના દિનકે, સેવાતારી કરૂંરે લોલ-૧૪
ચુવા ચંદન લાવી સારકે, પુજુ પ્રેમથીરે લોલ-
નમી નમી લાગુ તમને પાયકે, સાચા સ્નેહથીરે લોલ-૧૫
કરૂં ધુપ દીપ નૈવેધકે, આરતી આપનીરે લોલ-
ઊતારૂં પ્રેમકરી હું માતકે, કસ્ટ સઉ કાપતારે લોલ-૧૬
ગરબો ગાઉછું માતુજ કેરોકે, આદર ભાવથીરે લોલ-
દરસન દેજો મુજને માતકે, દયાળુ સ્વભાવથીરે લોલ-૧૭
સેવક કેહે કરજોડી હાથકે, માજી મેહેરકરોરે લોલ-
ચુનીલાલ કેહેછે તારો દાશકે, શિરપર હાથ ધરોરે લોલ-૧૮

---

ગરબો.

( જેકોઈ અંબીકાજી માતને આરાધશેરે લોએલ )રાગ.

જેજન અંબાભવાની આરાધશેરે લોલ-
તેના દુઃખ સહુતે અંબા કાપશેરે લોલ-૧
માજી મેહેરકરોને માહેશ્વરિરે લોલ-
પ્રેમેકરી પધાર્યાં પરમેશ્વરીરે લોલ-૨
શોભિત નવરાત્રી કેરી રાતછેરે લોલ-
અંબાકાળી ને બેચર માતછેરે લોલ-૩
ગરબો રમવાને માજી પધારતાંરે લોલ-
હેત હૈયામાં ઘણું વધારતાંરે લોલ-૪
માએ ઓઢીછે સુંદર ચુંદડીરે લોલ-
ગરબા ગાયછે ફરિ ફરિ ફુદડીરે લોલ-૫
જોવા લક્ષ્મીજી માતા અવિયારે લોલ
સાથે ઇંદ્રાણિ પણ લાવિયારે લોલ-૬
આવ્યાં રૂમિયાજી અતિહરખનાંરે લોલ-
એક એકને સૌજનુ નિરખતાંરે લોલ-૭
તાળીપાડીછે માજી હાથમાંરે લોલ-
સાસખિઓ શોભેછે માના સાથમાંરે લોલ-૮

જોવા આવ્યાછે ઈંદ્ર અમર સહુરે લોલ—
રમે ગરબાતો સાહેલીયો બહુરે લોલ—૯
કરે વખાણુતે વિષ્ણુ અતિ ઘણુરે લોલ—
કીધું દરસણુ તે આરાસુરિતાણુંરે લોલ—૧૦
રિજ્યારુપ જોઈને સહુ દેવતારે લોલ—
ભાવ કરીને ભવાનીને સેવતારે લોલ—૧૧
એમ ગરબા ગાઈશો રાધારીયાંરે લોલ—
અંબામાતા આરાશુર પધારીયાંરે લોલ—૧૨
કહે ચુનીલાલ ઘણા કોડ શુંરે લોલ—
અંબાના દરસણુ કદિનહી છોડશુંરે લોલ—૧૪

**ગાયન.**

( મોરે ગમકા તરાના, સુનીયે શીસાનાં. )—એ રાગ.

છો આરાસુર માતા, સુખની દાતા, અંબેભવાની માત
માતુજ ગુણુ ગાઊ, ધ્યાન લગાઊ સુખી બહું થાઊ
છો આરાશુર માત. ટેક
( સાખી. ) અંબે અંબે જે કરે, સુખી રહે સદાય,
આશા પુરે અંબિકા, સહાય થાય મંમાય.
( દોડ. ) મા અંબાભવાની, જગ સૌ જાની.
નથી કાંઈ છાની, છો વિશ્વેમાં વિખ્યાત. છો. ૧
( સાખી. ) બ્રહ્મા વિષ્ણું તુજને, નમતા વારંમવાર.
સેવા કરતા સૌ મલી, ધરતા ધ્યાન અપાર.
( દોડ. ) મા ત્રિશળ ધારિ, નાકે છે વારી.
શોભે છે સારી, તુને અંબે માત. છો આરા૦ ૧
( સાખી ) મહીષાશુર મર્દનિ, રક્ત બિજની કાળ.
ધુમ લોચનને મારિયો, ધર્યું રૂપ માજી વિકાળ.
( દોડ ) દૈત્યને મારી, કરી ખુવારી, દેવ ઉગારી,
કિધો છે તેની સહાય. છો આરાશુર૦ ૩
( સાખી ) કલ્યાંણુ કરતાં જગતનું, આપો સુખ અનંત.
સરણે આવે સઉ જન, કર જોડી તુને નમન.
( દોડ ) મા તું ઉપકારી, જાઉ તુનેવારી, શોભા છે સારી,
તારી અંબે માત. છો આરાશુર૦ ૪

( સાખી ) નવ રાત્રિમાં નિત્ય બહુ, ગરબા તારા થાય.
નમી નમીને વિનવે, નિચા પડી, પડી, ગાય.
( દોડ ) ગરબી બનાઈ, ગુણ તુજ ગાઈ, સૌ જન આઈ.
આવે તુજ દરબાર. છો આરાશુર૦ ૫
( સાખી ) ગરબા ગાઈ સઉજન રીઝવે, તુને માત.
અંબા બાળી બૌચરા, મંમાદેવી માત.
મા તમો દયાળી, છો બહુ રૂપાળી, આરાશુરવાળી,
ચુનીલાલની માત. છો આરાશુર માતા, સુખની છો દાતા
અંબે ભવાની માત. ૬

## મંમાદેવીનો ગરબો.

સારૂં સારૂંરે મુંબઈ શેહેર મંમાયાદેવિ માજી કરજ્યો
લિલા લ્હેર મંમાયાદેવિ ( ટેક )
મુંબઈ માંતો આપ બિરાજે, મંમાદેવી માતરે
સઉ નરનારી સેવા કરતાં, સદા મળિ સંઘાત મંમાયા૦ ૧
શેહેર વચ્ચે શોભે સુંદિર, મંદિર મોટું પ્રખ્યાતરે
પ્રજા પાળી પોશણકરતાં, છો જગતવિખ્યાત મંમાયા૦ ૨
આતલાવ રૂડું દિસે સારૂં, ઘાટ બાંધ્યોછે તેહેનોરે
પાણિથી ભરપૂર ભરાવ, દેખાયછે અતિ જેહેનો મંમાયા૦ ૩
મંદિરમાં બહુ કારી ગરી, કિધીછે બહુ સારીરે
દરસણ કરવા સહુજણ આવે, મળી બહુ નરનારી મંમાયા૦ ૪
આ બ્રાહ્મણ સહુ મળીને બેઠા, વેદશ્રુતિ ઉચ્ચારે
રાતદિન રટે જુગતંબા, પોથિ પાના વિચ્યારે મંમાયા૦ ૫
આ મુંબઈ શેહેરના લોકોસહું, કરે દેવી દરસનરે
મેહેરકરી માતાજી સઉને, રાખેછે પરસન મંમાયા૦ ૬
આ નવરાત્રીના નવદીન સુધી, ગરબા બ્રાહ્મણ ગાતારે
મંહમાયાનું સ્વરૂપનીરખી, હૈડે ઘણું હરખાતા મંમાયા૦ ૭
પાવન નગરી પુરણ કહીએ, મુંબાઈ જેનું નામરે
આદ્ય શક્તિ અંબાભવાની, પધાર્યા જેઇઠામ મંમાયા૦ ૮
મંમાયાનું નામધરીને, બિરાજ્યાંછે માતરે
સઉનરનારી પુજન કરતાં, હરખેછે સઉસાથ મંમાયા૦ ૯

વાલકેશ્વર ભુલેશ્વર કહીએ, રામજી મંદીર શોભેરે
ગોસાઈજી માહારાજનેં નિરખી, દરસનકરવા સઉથોભે મં૦ ૧૦
માહાલક્ષ્મી વાગેસ્વરીમાતા, બાબુલનાથ મહાદેવરે
માણકેશ્વર માહાદેવની, કરતા બહુજન શેવ મંમાયા૦ ૧૧
નગર સરવે સોભે સારૂં, નાણાનો નહીં પારરે
ગાડીએ બેસી સઉજણ ફરતા, ઈષ્ટદેવી આધાર મંમાયા૦ ૧૨
ઇષ્ટદેવી આનગરી કેરી, છેમંમાયા જરૂરરે,
ભાવ ધરીસઉ ભજજોભાઈ, છે હાજર હજૂર મંમાયા૦ ૧૩
આસરો મોટો માતાનોછે, જાણો સત્ય વચનરે
મંમાદેવી કેરૂ દરસણ, ચુકસો નહીં કો દેન મંમાયા૦ ૧૪
કલાણકારી એછે દેવી, આદ્ય શક્તિ અખંડરે
વ્યાપિ રહિ સૃષ્ટિ સરવેમાં, પ્રખ્યાતછે નવખંડ મંમાયા૦ ૧૫
પ્રેમકરીને પુજાકરજો, ધરીરૂદેમાં માતરે
મનવાંછીત ફળ આપશેમાતા, દેવીછે સાક્ષાત મંમાયા૦ ૧૬
આ મંમાદેવીનો છે ગરબો, ગાસે નરને નારીરે
કેહે ચુનીલાલ કરજોડીને, તેની સહાયકરે ત્રિપુરારી મં૦ ૧૭
આનાગર જ્ઞાતિવિસ નગરોધ્યું, જુણાવાડા ગામરે
પેટનાઅર્થે પરદેશ આવ્યો કીધો મુંબાઈમાંઠામ મંમાયા૦ ૧૮

## ( મહાકાળીનો ગરબો. )

તુ તો દહીંરે માખણનો ચોરરે સામળીયા વાહાલા
રહોવે ગણુરે—એ રાગ. ચોક—૧.

શોભે સુંદીર નગ્રી ચંપાવતિરે, શોભા શું વખાણું તેની અતિરે,
રાજ્ય કરે, પતાઈ પ્રમાણ, માહાકાળિ માત. પાવા ધઢવસેરે. ૧
નવ ખંડમાં નગ્રી, એવી નથીરે, શિવ બ્રહ્માએ નિરમિ નથીરે,
ઘણી શોભા છે, જેની અપાર. મહાકાળિ માત પાવા ધઢતણીરે ૨
વસે વર્ણ અઢારે માંહીંરે, કારીગરી નથી એવી કયાંહીંરે,
શોભે સરિયામ, રસ્તા સાર. માહાકાળિ માત પાવા ધઢતણીરે ૩
વળી ચૌટાંને ચોક બજારછેરે, વસે વર્ણ ત્યાં અપારછેરે,
સુખ ભોગવતાં સહુજન. માહાકાળિ માત પાવા ધડતણીરે. ૪
રાજ્ય કરે ત્યાં રાવળ રાજારે, ચંપાવતિ નગ્રીનો માહારાજારે,
નિર્ભય થકી કરતો રાજ્ય. માહાકાળ માત પાવા ધઢતણી૦ ૫

ધણો ધર્મિષ્ટ છે રાજાનરે, કહાડે સુખમાં પોતે દનરે,
પુન્યવંતો છે પુરો રાય. માહાકાળિ માત પાવા ઘડતણી૦ ૬
નગ્રી ચૌદ ભોવનમાં નથીરે, ચંપાવતિ સમાન કોનથીરે,
નવ ખંડમાં નગ્રી પ્રમાણ. માહાકાળિ માત પાવા ઘડ૦ ૭
રૂડું રાજ કરતો અપારરે, નામે પતાઈ રાવળ સારરે,
જેને પાવા ઘઢવાળિ પ્રસન્ન. માહાકાળિ માત પાવા ઘડતણી૦ ૮

ચોક—૨.

એમ કરતાં નવરાત્રી આવીરે, પતાઈ રાજાનું પાપ મળ્યું આવીરે,
બુધિ બગડી રાજાની જરૂર. માહાકાળી માત ગરબે રમતારે ૧
ચતુર નારીયો ગરબા ગાયરે, ત્યાં તો શોભા નૌતમ થાયરે,
ગરબો રમવા પધાર્યાં માત. માહાકાળિ માત ગરબે રમેતારે ૨
સોળ સણગાર છે શોભતારે, દેહ વિજળિ સરખાં ઓપતાંરે,
સાથે સાહેલિયો છે સાર. માહાકાળિ માત ગરબે રમતારે ૩
તાળી પાડે છે હાથે સુંદરિરે, નવરંગિ નારી હેત કરીરે,
સણગાર શોભે છે રૂડા સાર. માહાકાળિ માત ગરબે રમતારે. ૪
સુર્ય કરતાં ઘણાં શોભતાંરે, માનું રૂપ જોઈ મનડાં થોભતાંરે,
કંઠ જેનો કોકિલ સમાન. માહાકાળિ માત ગરબે રમતાંરે. ૫
જેનું તેજ તે બિંબાકારછેરે, નથી જગમાં એવો આકારછેરે,
બાઈ કોણછે નવલિનાર. માહાકાળી માત ગરબે રમતાંરે. ૬
રૂપ રઢીયાળુ ગણું છાજતુંરે, પાયે નેપુર બહુ વાજતુંરે,
રૂપ નિર્ખીને પામ્યાં ચકિત. માહાકાળિ માત. ગરબે રમતારે. ૭
સજ્જન ગરબો જોવાને સિધારીયારે, નૌતમનાર કોણ પધારિયારે
એમ અદભુત શોભતું રૂપ. માહાકાળિ માત ગરબે રમતારે
પતાઈ રાજાની રાણી બહુરે, ગરબો રમવાને આવ્યાં સહુરે
તેણે દિઠાં પદમનિનાર. માહાકાળિ માત ગરબે રમતારે.
મધ્યરાત્રે સૌ નરનારિયોરે, ઘેર પોતા તણે પધારિયોરે,
તેમાં હતાં પતાઈની રાણી. માહાકાળિ માત ગરબે ર[illegible]
રાણિને પતાઈને વીનવેરે, પ્રાંણ આધાર કહું દિન થ[illegible]
રમવા આવી કો પદમનિનાર. માહાકાળિ માત ગ[illegible]
જેવું રૂપ ત્રિભોવમાં નથીરે, શ્રષ્ટિ કરતાએ નિ[illegible]
આબેહુબ દિસે તેની દેહ. માહાકાળિ માત ગ[illegible]

વિતિ રજની તણી વાત રાયનેહ, રાણીએ કહી સરવે પતાઇનેહ,
કર્યું વિદિત સર્વે કામ. માહાકાળિ માત ગરબે રમતાહ. ૧૩
એમ કરતાં થયો બીજો નંદનહ, ગરબો ગાવા પધાર્યા સઉજનરે.
વ્યાકુળ થૈ રહયો પતાઈ મંન. માહાકાળિ માત ગરબે રમતાંરે.૧૪
મધ્યરાત્રિએ માજી પધારીયાંરે, પાવાગડથી રમવા આવીયાંરે,
આવ્યાં ચંપાવતિમાં ચતુર. માહાકાળી માત ગરબે રમતાંરે. ૧૫
રમતાં રજની અર્ધી ગઇરે, ઘેરઘેર જવાની વેળા થઇરે,
રાણિએ દાસી મોકલી સાર, માહાકાળી માત ગરબે રમતાંરે. ૧૬
દાસી રાયને જઇને કહેરે, રાય પધારો જોવા સહીરે,
પતાઈ રાવળ આવ્યો ત્યાંહ, મહાકાલી માત ગરબે રમતારે. ૧૭
રૂપ જોઇને રીઝીયો રાજીયોરે, હતો મનમાં ઘણો પાજી ચોરે,
જોઇરૂપને થઈ મુર્છાય, માહાકાળી માત ગરબે રમતારે. ૧૯

ચોક. ૩ જો.

પછી નરનારી સહુ પળ્યાંરે, સહુ મારગ પોતાને વળ્યારે,
જ્યારે પધાર્યાં એકલાં માત. માહાકાળિ પુઠે પાપીપરવર્યારે. ૧
પાપી પુઠળ પુઠળ જાયરે, રૂપ જોઇને વિકળ થાયરે,
આગળ માતા પૂઠે પનાઈ રાય. માહાકાળિ પુઠે પાપીપરવ૦ ૨
રાયે ઝાલ્યો માતાનો હાથરે, વળતી બોલ્યાં તે કાળિકા માતરે,
માગ્ય માગ્યતુ મુખથી વરદાન. માહાકાળિ પુઠે પાપીપરવ૦ ૩
ત્યારે પતાઈ કેહેછે ચેરરે, માજી પધારોમુજને ઘેરરે,
રું રાખીશ માહાગા મેહેલ. માહાકાળી પુઠે પાપી પરવ૦ ૪
.ોરા મોહોલે રાણિ ઘણીરે, જેના તેજથી ઝાખે મણિરે,
થી સુખમાન સંસાર. માહાકાળી પુઠે પાપી પરવ૦ ૫
કેહે હું નવ જાણુંરે, તમને પટરાણી કરયા ચાહુંરે,
તાઈ બોલ્યો મુખ. માહાકાળિ માત પુઠે પાપીપરવ૦ ૬
દેલ વિચારીસુંરે, રાય ખોટું વચન ઉચ્ચારિસુંરે,
થાય છેક અજાણ. મહાકાળી પુઠે પાપરવ૦ ૭
મરખ ભય આણીરે, વાત માતાની ઉર નવ આણિરે,
જા પાપ. માહાકાળી પુઠે પાપી પરવ૦ ૮
જડ મૂળથીરે, વચન મારું તું જાણ સત્યથીરે,
ં માત. માહાકાળી પુઠે પા૦ ૯

પછી દળ ઘણું આવીયુંરે, રાજા તણું નવ કાંઈ ફાવિયુંરે,
દેવિ દેઈ ચાલ્યાંછે શ્રાપ. માહાકાળી પુઠે પા૦ ૧૦
આવ્યું દળ ઘણું પૂર્વેથીરે, નિકળ્યું છુટીએ દરવાજેથીરે,
મુગલા દૈત્યનું સૈન્ય અપાર. માહાકાળી પુઠે પા૦ ૧૧
કરેનાસાભાગ સહુજન ઘણીરે, આવી સેન્યાત ભયંકર અતિઘણીરે,
થઈ રહ્યો શેહેરમાંઉતપાત. માહાકાળિ પુઠે પા૦ ૧૨
જુધ્ય ચાલીયું વર્ષ બારરે, રાજા થયો ઘણો ખુવારરે,
પાય માલ થયું રાજ્યપાટ. માહાકાળી પુઠે પા૦ ૧૩
પતાઈ ગવળાનું પત ગયુંરે, આખાં જગતમાં જાણુ થયુંરે,
એમ થઈ પતાઈની શિક્ષાય. માહાકાળિ પુઠે પાપીપરવર્યોરે. ૧૪

ચોક. ૪

કરગરેતા ગયા માનેશરણુંરે, બચાવ માજી આથી સારૂં મરણુંરે.
એમવિનવે વારમવાર. મહાકાલી માત પરસન થાવોરે ૧
માજી કૃપા મુજ પરથાયરે, દળ સઘળું પાછું જાયરે.
રાયે ખોળે મુક્યું. જઈ શીશ માહાકાલી માત પરસન થાવારે ૨

ચોક. ૫

ત્યારે માતાએ મેહેર આણિરે, મુરખ દિન થઈ ઊભો જાણીરે
કૃપાકરી ગુન્હો કિધો માફ, મહાકાલી માત પરસન થયાંરે ૧
માયેસુખા ને આપ્યું સુખરે, ટાળ્યું પતાઈ રાયનું દુખરે.
આપ્યું હતું તેથી અદકું સુખ. મહાકાલી માત પ્રસન્ન થયાંરે ૨
ગરબો ગાસેજે નર નારરે, માતા સુખી તે કરસે સારરે.
કરેકાળીકા માતા સહાય. માહાકાલી માત પ્રસન્ન થયાંરે ૩

ચોક. ૬

કરજોડી કહે ચુનીલાલરે, ગરબો કાળીકાનો વિસાળરે.
ગાસે ભાવ ધરિ જનજેહ. મહાકાલી માત પરસન
પાવાઘઢની માહા કાળીરે, દિસો છોમા બહુ રૂપા
મેહેરે કરજો માજી બાળી. કાલીકા માતા પ્રસ
આસો માસ શોભિતરે સુદ એકમ ધરી ટેકરે
ઓગણીસ પચાસની શાલ. મહાકાલી માત
જેકોઈ ગાસે નરને નારીરે, માતા મેહે કરશે

એવાં માત છે પાવાળી. કાળીકા માતા પ્રસન થશેરે ૪
રહું લુણા વાડામાં વાસરે, હું છુ શિવશક્તીનો દાશરે
ગાવું ગુણ શુભેમાં મુકામ—માહાકાળી માત પ્રસન થશેરે ૫

## ગરબો.

સમરૂં પ્રથમ સારદા હોબહુચરી, ગણપત લાગું પાય.
વંદન કરૂં વિશ્વેશ્વરી હોબેચરી, મેહેરકરોને મયાય. ૧
સનખલપુર સોહામણું હોબહુચરી, ચુંવાળ ની છોમાત
અખા આશાપુરવસે હો બહુચરી, નવખંડે વિખ્યાત. ૨
સોળે સણુગાર દિસે શોભિતા હો બહુચરી, સિંહ ઉપરછો સ્વાર
મહિષાશુર મર્દનિ હો બહુચરી, ભુજા શોભેછે અઢાર. ૩
હથિઆર લિધાંછે હાથમાં હો બહુચરી, કાળીકા બહુચર સાથ
રણમાં રંગ રાખ્યો ઘણો હો બહુચરી, ખડગ ખપર ધરિહાથ.૪
અશુર ઘણા સંહારિયા હો બહુચરી, ધરયુંતે રૂપ પ્રચંડ
લોહિતણી નદિઓ વેહે હો બહુચરી, દિનરાત અખંડ ૫
રક્ત બિજને રોળિયો હો બહુચરી, મારયો તે મહિષાશુર
નાહાતે દૈત્ય દેવિ દેખી હો બહુચરી, ગભરાયાતે અશુર ૬
આરા શુરિ અતિ કોપિયાં હો બહુચરી, ધરયું રૂપવિકાળ
ખડગ ધરીને મારિયો હો બહુચરી, ચુંડમુંડજે તતકાળ ૭
ચોસઠ જોગણિ પિયે ઘણું હો બહુચરી, રૂધિરત્યાં અપાર
ખપર આલ્યું અનિધાણું હો બહુચરી, કેહે તાંન આવે પાર ૮
એમ સહુ સૈન્ય મારીયું હો બહુચરી, દેવનું કિધુંકામ
નચીંતાથી સૌ રહ્યા હો બહુચરી, પોતપોતાને ધામ. ૯
ધન્યધન્ય આરા શુરિ હો બહુચરી, શક્તિવેદ સ્વરૂપ
નવખંડે વ્યાપિ રહ્યાં હો બહુચરી, કળા તમારી અનુપ ૧૦
દેવાં દુઃખ તમે કાપિયાં હો બહુચરી, છો દયાળુ માત
[illegible]રિ તમને ભજે હો બહુચરી, સરવે મળિ સંઘાત ૧૧
[illegible]વેદ ભણતા બહુ હો બહુચરી, કરે વખાણ અપાર
[illegible] ઘણા થતા હો બહુચરી, તમો તણો દરબાર ૧૨
[illegible]રાજી તણો હો બહુચરી શિખે સુણીને ગાય
[illegible] કરજોડીને હો બહુચરી, આશાપુરે અંબાય. ૧૩